ભગિનીસમાજ પત્રિકામાળા નં. ૬૧.

# કન્યાને પત્રો.

## પત્ર ૨ જો.

# વિચારગ્રસ્ત કન્યાને.

લેખકઃ-મી. આર્થર મી.

અનુવાદકઃ-એક બ્હેન.



પ્રકાશકઃ—કરસનદાસ જે. ચીતલીયા,

ભગિની સમાજ, ગિરગામ મુંબઈ.

ઑગષ્ટ ૧૯૨૦.

કિંમત ૦-૧-૬.

## ખુલાસો



[-આ પત્ર સ્ત્રીજીવન શરૂ કરવાને તૈયાર થયેલી, પરંતુ ભવિષ્યમાં કયો માર્ગ ગ્રહણ કરવાથી જીવન સુખમાં પસાર થશે, તેના વિચારમાં પડેલી કન્યાને લખાયલો છે.

સ્ત્રીત્વના ઉંમરા પર પગ મૂકયા પછી તેની આગળ જુદા જુદા રસ્તાઓ કયા રહ્યા છે, તે દરેક રસ્તામાં શી શી અડચણો અને મોહિનીઓ છે અને તે દરેક પદમાં શી શી ફરજો બજાવવાની છે, તેનું વર્ણન આ પત્રમાં કરવામાં આવ્યું છે. ]

## કન્યાને પત્રો.—

પત્ર ૧ લો—કુદરતની કન્યાને.
,, ૨ જો—વિચારગ્રસ્ત કન્યાને.
,, ૩ જો—ગૃહ ઉપર પ્રીતિ રાખતી કન્યાને.
,, ૪ થો—આનન્દ શોધતી કન્યાને.
,, ૫ મો—વિચાર કરનારી અને લાગણીવાળી કન્યાને.
,, ૬ ઠ્ઠો—મતાધિકાર માગતી કન્યાને.
,, ૭ મો—ભવિષ્યમાં પત્ની થનારી કન્યાને.
,, ૮ મો—લગ્નની ઇચ્છાવાળી કન્યાને.
,, ૯ મો—જીવનના રાજમાર્ગ ઉપર કન્યાને.
,, ૧૦ મો—તક શોધતી કન્યાને.
,, ૧૧ મો—દુઃખમાં દીલાસો આપતી કન્યાને.
,, ૧૨ મો—ઉચ્ચાભિલાષી કન્યાને.

ઉપલા પત્રો ભગિનીસમાજ પત્રિકામાળા તરિકે પ્રસિદ્ધ થાય છે.

દરેક પત્રિકાની કિંમત દોઢ આનો લખો.

વ્યવસ્થાપક,

**ભગિની સમાજ કાર્યાલય,**

ગિરગામ, **મુંબઈ.**

## પત્ર ૨ જો, વિચારગ્રસ્ત કન્યાને.

ગયા પત્રમાં તમારી મુગ્ધાવસ્થાને શોભે એવું વર્તન રાખવાની મેં તમને સૂચના કરી હતી; મને સંપૂર્ણ આશા છે કે તમે તે પત્ર બરાબર લક્ષ દઈને વાંચ્યો હશે, અને આ કાને સાંભળીને પેલે કાનેથી કાઢી નાંખ્યા જેવું કર્યું નહિં હોય. હવે તમારી ઉમ્મર મોટી થતી જાય છે, તેથી અમુક માર્ગ પસંદ કરીને તે પ્રમાણે જીવનક્રમ શરૂ કરવાનો સમય આવી પહોંચ્યો છે; તેથી આ પત્રમાં તે સમયને માટે કંઈક માર્ગદર્શક થઇ પડે એવી સૂચનાઓ કરીશ. તમારૂં ભવિષ્ય કેવું હશે એ વિષે તમને વારંવાર વિચાર આવતા હશે, અને જીવનક્રમ શરૂ કરતી વખતે તમે આ સવાલ વારંવાર કરશો કે, "ભવિષ્ય કેવું હશે?" આવે વખતે તે પરમ દયાળુ મહાન પિતા, જેણે મનુષ્ય સુખી થાય એવી દરેક શક્તિ મનુષ્યને આપી છે, તેણે ભવિષ્યને મનુષ્યથી છુપું રાખ્યું છે એ માટે આશ્ચર્ય લાગશે. તમે પૂછશો કે શા માટે એમ રાખ્યું હશે? તેનો જવાબ એજ કે જો ભવિષ્યની સહુને ખબર પડે તો મનુષ્ય કોઈ પણ પ્રકારનાં કાર્ય કરે નહીં અને પ્રયત્ન કર્યા વગર યશ, લક્ષ્મી અને સુખ મળતાં નથી. જેમ સમગ્ર સૃષ્ટિ ઉદય, મધ્યાન્હ અને અસ્તના નિયમને તાબે છે તેમ તેજ વિશ્વવ્યાપી સર્વમાન્ય નિયમને આધીન તમારે પણ થવું પડશે. તે નિયમને આધીન થઇને વૃક્ષો જેમ ઉગે છે, વસન્ત, પાનખર, અને ગ્રીષ્મમાં જેમ તેની સ્થિતિમાં ફેરફાર થાય છે તેમ તમારા જીવનનો ઉદય હવે થાય છે, મધ્યાન્હ થશે, અને ધીમે ધીમે અસ્ત પણ થશે.

મેં આગલા પત્રમાં લખ્યું હતું તે તમને યાદ હશેજ, કે તમારૂં જીવન મહાન દુનિઆનો અમુક ભાગ છે અને તેનો ઉપયોગ કરવાને તમે પુરેપૂરાં સ્વતંત્ર છો, તો પણ તેનો ગેરઉપયોગ કરવાની તમને છુટ નથી. તમારા જીવનમાં બીજાઓનો પણ થોડે ઘણે અંશે ભાગ છે માટે તમે જેમ તેનો સારો ઉપયોગ કરશો તેમ તે મહાન પિતાનો

ઉદ્દેશ પાર પડશે. તે **મહાન યોજના** કે જે **અનુસાર** હમણાં એક સંપૂર્ણ દુનિઆ બનવાનું કાર્ય થયું જાય છે તે યોજનામાં તમારાં જીવનને સ્થાન મળવુંજ જોઇએ; અને જ્યારે તમે તમારાં જીવનનો સદુપયોગ કરશો ત્યારેજ તે સ્થાન તમને મળશે, નહીં તો અસંખ્ય જીવજન્તુઓની માફક તમારૂં જીવન પણ સામાન્ય ગણાશે.

તમે સંપૂર્ણ ધ્યાનમાં રાખશો કે આ મહાન દુનિઆરૂપી નાટકના તમે પ્રેક્ષક નથી, પરન્તુ તેની અન્દર ભાગ લેનાર એક પાત્ર છો; તેથી જો તમે તમારો ભાગ ભજવવામાં નિષ્ફળ થાઓ તો આ જીવનરૂપી મહાન નાટક તેટલે અંશે નિષ્ફળ થશે.

કાર્ય કરવાના બે પ્રકાર છે; એક **નિષ્કામ** અને બીજું **સકામ**; મારા અભિપ્રાય પ્રમાણે **નિષ્કામ કર્મ** કરવું એ વધારે સારૂં છે.

શ્રીકૃષ્ણે શ્રી ભગવદ્ગીતામાં કહ્યું છે કે ‘**कर्मण्येवाधिकारस्ते मा फलेषुकदाच न**’ આ વાક્ય હમ્મેશાં સ્મરણમાં રાખીને કાર્ય કરવું એ ઉત્તમ છે. કોઇ પણ પ્રકારના બદલાની આશા વગર કરેલું કામ હમેશાં ઉત્તમ પ્રકારનુંજ થાય છે; અને એવા ઘણા મનુષ્યો આ દુનિઆમાં વસે છે કે જે મૂંગા મૂંગા શાંતપણે કાર્ય કર્યા જાય છે અને તેના બદલામાં કીર્તિ અથવા ધન કંઈ મેળવતાં નથી; તેમનાં કાર્યોથી હજારો જીંદગી આશીર્વાદરૂપ બને છે; બીજો માર્ગ એ છે કે તમે તે કાર્યના બદલામાં કીર્તિ અને ધન મેળવો; જો તમારાં કાર્યો મહત્તાવાળાં હશે તો કીર્તિ તો આપોઆપ મળશે પણ કીર્તિને ખાતર કાર્ય કરવાથી તમારૂં મહત્વ ઘટી જશે. કદાપી તમે સાધારણ સ્થિતિનાં હો, અને આજીવિકાને ખાતર ધન લેવું પણ પડે, ત્યારે તમે પૈસાદાર થવાને ખાતર ધન લેશો કે આજીવિકા જેટલું ધન મેળવવાથી રાજી થશો?

ધનને ખાતર કાર્ય કરવાથી તે કાર્ય ઘણીવાર સફળ થતાં નથી, અને માત્ર આજીવિકાને ખાતર ધન લેવાથી કાર્ય સંપૂર્ણ સફળ નીવડે છે. આ બેમાંથી કયો માર્ગ તમારે લેવો તે નક્કી કરવાનું તમને મુશ્કેલ લાગશે. કેમકે તમારે ભવિષ્યમાં તમારૂં સ્થાન નક્કી કરવાનું છે. આ સવાલ દરેક છોકરીએ પોતાને પૂછવોજ પડે છે અને તે પ્રમાણે તમારે પણ પૂછવોજ પડશે. જો કે ‘**પરણવું**’ એ આપણા હિંદુ **સંસારનો**

'ફરજીઆત કાયદો' છે એટલે લગ્ન કર્યા પછી આજીવિકાનો સવાલ રહેતો નથી. તેમજ ગૃહિણી પદ લીધા પછી તેને સાધારણ રીતે ધન મેળવવાનો પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી. તોપણ આ પ્રશ્નના ઉકેલથી તેવે વખતે તેઓ પોતાની ગૃહ તરફની દરેક ફરજો સારી રીતે બજાવ્યા પછી નવરાશનો વખત ઉપયોગી કામમાં ગાળી શકે. જેમનાં સૌભાગ્યનો છેક કુમળી વયથીજ નાશ થયો હોય, તેવી કમનસીબ સ્ત્રીઓને આજીવિકાના પ્રશ્નનો નિર્ણય કરવો મુશ્કેલ પડે છે; તેવી વખતે સ્નેહી સંબંધીનાં ઘરમાં રહીને માત્ર સામાન્ય રીતે જીવન પુરૂં કરવું કે કોઈ વિસ્તીર્ણ કાર્યક્રમને માટે કોઇ સ્વતંત્ર સ્થાન શોધી કાઢવું ? આ પ્રશ્ન ઉભો થાય છે. તમારી સ્થિતિ જુદી છે, તમે થોડા વખત પછી ગૃહિણીપદ મેળવશો; અને તે વખતે અમારી સલાહ તમને માર્ગદર્શક થઈ પડશે કે કેમ તે એક સવાલ છે. તમને સલાહ આપવાનું કામ વિકટ છે અને હવે તમે પકવ બુદ્ધિનાં થયાં છો એટલે તમારા મનમાં ઉપસ્થિત થતા પ્રશ્નનું સમાધાન તમે પોતેજ કરો એ વધારે સારૂં.

પણ એક બાબત એવી છે કે જેમાં તમને સહેલી રીતે અને ખરી સલાહ આપી શકાય. તમારી કુદરતી બક્ષીસોને બીજા કુદરતી ઉપયોગમાં લો તે વધારે સારૂં. કોમળ મન, ચપળતા તથા તીવ્ર બુદ્ધિ અને નમ્રતા એ કુદરતની અમૂલ્ય બક્ષીસ સ્ત્રીઓને થઈ છે, તેનો ઉપયોગ તમે સ્ત્રીને શોભે એવી રીતે કરો તો તે વધારે સારૂં. હાલ સાધારણ એવી માન્યતા છે કે સ્ત્રીઓએ માત્ર રસોઇ કરવી અને છોકરાંને જન્મ આપવો, તેમજ જો પતિ અથવા પિતાની પૈસા સંબંધી સ્થિતિ સારી હોય તો મોજ શોખ કરવા, અથવા સાધારણ સ્થિતિ હોય તો ઘરનું કામકાજ કરીને આડોશી પાડોશીને ઘેર મળવા અને ગપ્પા મારવા જવું. ઘરનું કામકાજ કરવું એ તો જરૂરનુંજ છે; તેમજ કોઇને ઘેર મળવા હળવા જવું એ પણ સારી વાત છે. પણ એટલેથી કામ પુરૂં થયું માનવું એ ખોટું છે. મળવા બેસવા જવાનો હેતુ જો હમેશાં સારો હોય તો તો હરકત નહીં, પણ ઘણી વાર એ મળવાથીજ સુખી કુટુંબોમાં દુ:ખનાં બી રોપાય છે. સ્ત્રીઓને કોમળ મનની બક્ષીસ કુદરતે કરી છે પણ સ્ત્રી તેનો સદુપયોગ કરવામાં ઘણી પછાત પડે છે. ઘરમાં સાસુ-

નણંદ, દેરાણી-જેઠાણી સાથે લડાલડીમાં તેનો શસ્ત્ર તરીકે ઉપયોગ થાય છે; એટલે કે પતિ અથવા બીજાં કોઇને દબાવવા ખાતર રડવાનું શરૂ થાય છે; તેમજ ઢોંગી લોકો ઢોંગ કરીને છેતરે છે તેથી કોમળ મન છેતરાય છે અને તેને ચીજો આપી દે છે; આ તો માત્ર દૃષ્ટાંત છે પણ આવી રીતે મનની કોમળતાનો દુરૂપયોગ કરવો નહીં. આડોશી પાડોશી જોડે વાતચીતમાં ઘણાં કાર્ય થઇ શકે છે; જો કોઇ સંપીલાં કુટુંબમાં કુસંપ કરાવવો છે એમ એક સ્ત્રી ધારે તો તે પોતાનું કામ સહેલાઇથી પાર પાડી શકે છે અને તેથી ગમે તેવું સંપીલું કુટુંબ હોય પણ સ્ત્રીઓનાં આ મજબુત હથીઆરથી કુસંપી થઇ જાય છે. આ કુસંપ થવાનું મુખ્ય કારણ સ્ત્રીઓનું વાક્ચાતુર્ય અને સામાના મનપર સચોટ અસર કરવાની શક્તિ એ બેજ છે, અને તેનો સ્ત્રીઓ આવી રીતે દુરુપયોગ કરે છે. આ શકિતઓનો સદુપયોગ કરવાનો છે. જે સ્ત્રીઓ અજ્ઞાનપણાથી કુટુંબનાં માણસોને ત્રાસરૂપ થઇ પડે છે, તેવી સ્ત્રીઓને તમે વાક્ચાતુર્યથી અને સામા માણસપર સચોટ અસર કરવાની શકિતથી સન્માર્ગ તરફ પ્રેરી શકશો. મનની કોમળતાનો તમે તમારી આજુબાજુએ જે દુઃખી સ્ત્રીઓ હોય તેને દીલાસો આપવામાં તનથી અથવા બની શકે તો ધનથી મદદ આપવામાં ઉપયોગ કરી શકશો. આ ઉપયોગથી તમે સર્વને સુખ અને શાંતિ આપનારાં થશો. અને તમે જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં તમારા પવિત્ર જીવનની છાપ તમે પાડશો. સ્ત્રીઓ આરામ અને શાંતિનું સ્થાન છે એ તમે સંપૂર્ણપણે લક્ષમાં રાખજો.

બીજાંઓને ઉપયોગી થાય એવાં અને તમને પોતાને ફાયદાકારક હોય એવાં સ્થાન માટે તમે લાયક બનો તે ખોટું કહેવાશે નહીં. જે રસ્તો તમને ભવિષ્યમાં માન-પ્રતિષ્ઠા અને પદવી મેળવવા તરફ દોરી જતો હોય તે રસ્તો તમે પસંદ કરો તે વાજબી છે. સ્ત્રી તરીકે પત્ની વિગેરે જે સ્થિતિમાં તમે મુકાયાં હો તે વખતે તેમાં, જે ઉંચામાં ઉંચાં કામ કરવાનાં છે તેનું મહત્વ જાણ્યા વગર તમે તમારી જાતને છુટી પાડી નાખશો તો તમને ઘણું નુકસાન થશે. પત્ની, માતા કે દીકરી તરીકે તમે તમારી ફરજ સંપૂર્ણ રીતે ન બજાવો તો તમારી જાતને છુટી પાડી નાખી કહેવાય. તેમજ જે હેતુસર સ્ત્રી જાત સરજાયલી છે તે હેતુ પણ

બરબાદ થાય. તમારી ફરજથી તમે વિમુખ થશો તો તેથી જેમણે પોતાની ફરજ સંપૂર્ણ બજાવી છે તેમનો તિરસ્કાર તમારે સહન કરવો પડશે કેમકે જે પવિત્ર હક્કો તમને જન્મથી મળેલા છે તે તમે નાદાન બુદ્ધિથી ગુમાવી દો છો.

તમે એવા જમાનામાં ઉછરો છો કે જેમાં લોકો સ્ત્રીની નિષ્કલંક કીર્તિને ખરાબ કરવાને તૈયાર હોય છે. આ જમાનામાં ઘણા દીલગીરી ભરેલા બનાવો બને છે; પણ એવા બનાવો બને કે જેથી એક ક્ષણવાર પણ સ્ત્રી જાતિની નમ્રતા અને દયાળુપણું અમારે પુરૂષોને ભુલી જવું પડે તેના જેવું દીલગીરી ભરેલું બીજું કંઈ નથી. અમારે કઠોર કયારે થવું પડે ? જો તમારી નમ્રતા અને દયાળુપણું ભુલીને સ્ત્રીને યોગ્ય નહીં એવાં કાર્યો કરો ત્યારેજ.

આગલા જમાનાની માતાઓ વિષે જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એક ઘણા સુંદર દેખાવ નજર આગળ ખડો થાય છે. જેમણે પ્રતાપ, સંગ, શિવાજી, અકબર અને નેપોલીઅન જેવા મહાન વીર પુત્રોને જન્મ આપ્યો છે; જે શંકરાચાર્ય, મહાત્મા ગૌતમ બુદ્ધ, મારટિન લ્યૂથર, અને મહાન ક્રાઈસ્ટ જેવા પુત્રોની માતા કહેવાઈ; જે મહાત્મા ગાંધી, ગોખલે, દાદાભાઈ અને તિલક તેમજ યુરોપના લૉઇડ જ્યૉર્જ અને વિલસન જેવા કાર્યદક્ષ પુરૂષોની જન્મદાત્રી થઇ; તેમનો જગત ઉપર અનંત ઉપકાર છે, કેમકે તેમણે આવાં અનુપમ સંતાનોને જન્મ આપ્યો કે જેથી આજે પણ તેમનાં મહાન કાર્યો બધા યાદ કરે છે, અને તેમને પૂજે છે. હાલની માતાઓનુ પણ એ કર્તવ્ય છે, અને હોવુંજ જોઇએ; ' નારી રત્નની ખાણ ' એ વાકય સાચુ પાડવું એ સ્ત્રીઓના હાથનીજ વાત છે.

સ્ત્રીઓ આશ્વાસન આપનારી અને પુરૂષોની ઉન્નતિ કરનારી છે એ વાત પુરૂષો તરફથી ઘણી વાર ભુલી જવામાં આવી છે અને સ્ત્રીઓની કોમલતા અને સ્વાભાવિક ક્ષમાશીલ વૃત્તિનો તેમની તરફથી ઘણોજ અયોગ્ય લાભ લેવાયો છે; પરંતુ આપણે હાલ તે વિષે વિચાર કરીશું નહિ

તમારી આજુબાજુ હલકી રીતભાતવાળા મનુષ્યો તમે જોશો પણ તેની સાથે તમારે કંઇ નિસ્બત નથી. જો તમારી સાથેની ટોળી માંની કોઈ છોકરી જુગાર રમનારી છે, અથવા દુર્વ્યસનમાં ફસાયલી

છે એમ તમે જાણો તો તેની સોબત તમે છોડી દેજો. તેના દુર્ગુણો તરફ આંખ મીંચામણાં કરશો નહીં, કેમકે નજીવી જેવી જણાતી બાબતો આગળ જતાં ગંભીરરૂપ ધારણ કરે છે. અને નાની નાની બાબતો મર્યાદશીલ કૌમાર્યનો અંત આણે છે. જે છોકરીઓ વગર વિચારે બીજાંની નકલ કરે છે; અથવા મિતભાષીપણું કે જે સ્ત્રીઓની સારામાં સારી ઢાલ છે તે સાચવી રાખવાને બદલે હદ ઉપરાંત પટપટારો કર્યા કરે છે, તેમની કિંમત સમજુ મનુષ્યો આગળ ઘટી જાય છે. આખી દુનિઆમાં અને આખી જીંદગીમાં સ્ત્રીઓમાં પુરૂષો કરતાં જે કંઇ વધારે સારૂં છે તે આ મહાન દુનિઆને આશીર્વાદરૂપ છે. ક્ષમાશીલપણું અને ઉદારતા એ અમૂલ્ય વસ્તુ જો તમે ગુમાવશો તો દુનિઆમાં કોઇ એવી ચીજ નથી કે જે તમને આ ચીજોનો બદલો વાળી આપે.

તમારાં જીવનનો જે માર્ગ તમે પસંદ કરો તેમાં તમારી માતા તરફથી જે ઉમદામાં ઉમદા ચીજની તમને બક્ષીસ મળી છે તેનું તમે રક્ષણ કરજો. તમે તમારી માતાની પ્રતિમારૂપજ ઘડાયાં છો, એટલે જો તમે સારાં અથવા નઠારાં કહેવાશો તો તેમાં યશ અથવા અપયશ તમારી માતાનેજ મળશે. આટલો પવિત્ર વિચાર મનમાં રાખજો કે પરમેશ્વરના પ્રેમથી બીજેજ દરજ્જે માતાનો પ્રેમ છે; તે દુનિઆમાં સૌથી વધારે મજબુત અસર કરનારો છે. તમે એવું કોઇ કૃત્ય કરશો નહીં કે જેથી એમ કહેવાય કે તમે તમારી માતાની કુખ લજવી છે. એવું કહેવાશે તો તેથી તમારી માતા દુઃખી થશે અને તેનાં અને તમારાં હૃદયની જે અપૂર્વ ગ્રન્થી છે તે તૂટી જશે. જો કે છોકરીઓ ગમે તેવી થાય તો પણ માતાનો પ્રેમ નાશ પામતો નથી એ ખરૂં છે, પરન્તુ તમારી સારી રીતભાતથી તેનાં હૃદયમાં અપૂર્વ પ્રેમ ઉત્પન્ન થશે; અને નઠારી રીતભાતથી જોકે તે દીલગીર થશે, તો પણ માતાની સ્વાભાવિક ઉદારતાથી તમને તે ક્ષમા આપશેજ, છતાં પણ તમારી ફરજ એ છે કે તમારા પોતાના શુદ્ધ પ્રેમને અને તેનાં વિશુદ્ધ ચારિત્ર્યને શોભા આપે એવાં બનવું; અને તેટલા માટે નજીવી લાગતી નઠારી બાબતોથી દૂર રહેવું. સ્ત્રીત્વનું ઉંચું માન તમારા હાથમાં સોંપવાથી સલામત નહોતું એમ ન કહેવાય તેની તમે કાળજી રાખશો.

નજીવી બાબતો માટે બેદરકાર રહેનારાં લોકો કદાપી તમારી મશ્કરી કરે પણ તેથી તમે બેદરકાર થશો નહિ. તેવાંની તમારે બીલકુલ દરકાર કરવી નહીં. તમારી આબરૂ કે જેની કિંમત તમારી પાસેના હીરા, મોતી અને માણેક કરતાં પણ વધારે છે, તે ગુમાવી દેવાના ભયમાં ઉતરવા કરતાં તમે તમારા મોજશોખ પણ છોડી દેવા તૈયાર થજો.

પુરૂષોને દુનિઆમાં કઠોર કાર્યો કરવાનાં સોંપાયલાં છે; તે કાર્યોમાં કોમળતા બીલકુલ કામ આવે નહીં; જેવાં કે યુદ્ધમાં જવું, વેપાર ધંધો નોકરી કરવાં. દુનિઆદારીની બીજી બાબતોમાં તે જો નરમ રહે તો બધી ગેર વ્યવસ્થા થઈ જાય; એટલા માટે પુરૂષને પરમેશ્વરે મજબુત મનનાં અને આફતની સામે બાથોબાથ લડવાની શક્તિવાળા બનાવ્યા છે. તેને હમ્મેશાં ખડતલ કામો કરવાની અને ખડતલ માણસો સાથે કામ લેવાની જરૂર પડે છે, તેટલાજ માટે તેને આરામ અને શાંતિની જરૂર વધારે છે, અને તેથીજ પરમેશ્વરે સ્ત્રીઓને પ્રેમાળ સ્વભાવની અને નમ્રતાની બક્ષીસ કરી છે; પુરુષ જ્યારે થાકીને ઘેર આવે ત્યારે દયાની દેવી જેવી સ્ત્રી, પછી તે માતા, પત્ની, બ્હેન અથવા દીકરી ગમે તે હોય પણ તે જો પોતાની ફરજ બરાબર સમજતી હોય તો તેને આરામ અને પ્રોત્સાહન આપે, પરંતુ દરેક સ્ત્રી આ પ્રમાણે ફરજ બજાવે છે ? હું ધારૂં છું કે એવી સ્ત્રી ઘણીજ થોડી હશે; જો ધંધાને અંગે અથવા નોકરી કે કોઈ પ્રસંગને લીધે તેને માથે ભારે જોખમદારી આવી હોય, અને તેવે વખતે તે ગુંચવણમાં હોય ત્યારે ઘરમાંની સ્ત્રી તેના મનને કલેશ થાય એવી વાતો કરે તો તેના જીવને બેવડો સંતાપ થાય, પણ તેને બદલે જો સ્ત્રી સમજુ હોય તો તે વખતે તેના મનને કંઈ પણ દુઃખ થાય એવી બાબત વિષે કંઈ પણ વાત કરે નહીં, એટલુંજ નહીં પણ પોતાનાં મનનું દુઃખ મનમાં સમાવીને તેની સાથે હસતે મ્હોએ વાતો કરી તેના મનનો ભાર હલકો કરે; ત્યારેજ તેણે પોતાની ફરજ બરાબર બજાવી કહેવાય.

એક લેખક કહે છે કેઃ—' યુદ્ધમાં જતી વખત શૂરવીરોનાં બખ્તરની કડી તેની પત્નીના હાથથી ભેરવાતી હતી.' જુના વખતમાં તેમજ હાલના મહાન યુદ્ધ વખતે અસંખ્ય કીમતી જીવોનો નાશ થયો છે પણ તે વખતના યુદ્ધમાં જનારા વીરોની પત્ની બહાદુર અને ઉપર કહ્યું છે

તેમ તેનાં બખ્તરની કડી ભેરવે એવા મજબુત મનની હતી; સારાંશ એ છે કે તે વખતે જો માત્ર રડારોળ કરી મુકે તો તેથી પુરુષ ગમે તેવો બહાદુર હોય પણ લાગણીને વશ થયા વગર રહે નહીં; તેવે વખતે રડારોળ કરવાને બદલે તેમણે એમ કહેવું જોઈએ કે—

" નાથ ચઢો રણ ઘોડલે રે હું ઘેર રહી ગુંથીશ,
બખ્તર વજ્રની સાંકળી હો ભર રણમાં પાઠવીશ;
મારા કેસર ભીના કંથ હો સિધાવોજી રણ વાટ. "

આવા શબ્દોથી તેમને ઘણું શૌર્ય ચઢે; જોકે ખરૂં છે કે યુદ્ધમાં જનારને ફરીથી મળવાની આશા હોતી નથી તેથી દુઃખ ઘણું થાય પરંતુ જો આગલા જમાનાની માતા આવા ટુંકા વિચારની હોત તો આજ જગતનું સ્વરૂપ કંઇ જુદા પ્રકારનું જ હોત.

હિંદુસ્તાનને વીર પુત્રોની ઘણી જરુર છે; પણ તેને જન્મ આપવાને આપણી હાલની નબળી માતાઓની અને અંધારે જતાં બીનારી માતાની જરૂર નથી. હીન્દ માતા 'વીરપુત્રપ્રસવિની' છે એમ તમે જગતને સાબીત કરી આપો. અને બાળકોને એવી કેળવણી આપો કે જેથી હિંદુસ્તાન બીજી મહાન પ્રજાનાં સ્થાનની પાસે પોતાનું સ્વતંત્ર સ્થાન મેળવે.

તમારામાં એક મહાન શકિત ઈશ્વિરે મુકેલી છે કે જે શકિતથી તમે કોઈને પણ વશ કરી શકો. તે શકિત તે વિશુદ્ધ પ્રેમ છે; એની અસર હૃદયમાં છેક ઉંડાણ સુધી પહોંચી જાય છે; અને તેની અસર કદી પણ નિષ્ફળ જતી નથી; જોકે એ સત્તાઓ અદૃશ્ય છે, પણ તે ઉપર સ્ત્રીઓનું સ્વામીત્વ છે. પુરુષ કે જે આટલો બધો શકિતમાન છે અને જે ધારે તે કરી શકે છે તેમજ ગમે તેવી બાબતમાં ઘણું ખરૂં જય મેળવે છે તેનું ખરૂં કારણ તેની પાછળ રહેલા પ્રેમની પ્રબળ સત્તા છે; અને તેમાં ઘણું ખરૂં મુખ્યત્વે કરીને સ્ત્રીનો પ્રેમ હોય છે. એ પ્રેમથી તે મહાન કાર્યો કરવા તરફ દોરવાય છે. તે આવી ખરબચડી અને ઠોકર ખાઇ જવાય તેવી દુનિઆની સન્મુખ ઉભો રહે છે તે વખતે તેને સન્માર્ગ તરફ પ્રેરવાને અને હલકી બાબતો તરફથી મન ખસેડવાને તેમજ ઉન્નતિના માર્ગ તરફ દોરવવાને જો કોઇ સ્નેહાળ આત્મા તેની બાજુએ હોય તો

દુનિઆની વિકટ મુસાફરીમાં તે ફતેહમંદ થાય; એટલા માટે તમે આ મહાન શક્તિનો ઉપયોગ કરજો; અને જે ગંભીર જોખમદારી તમારે માથે હવે પછી પડવાની છે તેને માટે તમે પુરેપુરાં તૈયાર થઇ રહેજો. આ મહાન શકિતને સાચવી રાખવા માટે તમારે નીચપણું તેમજ ખોટી પતરાજીને છોડી દેવી; કેમકે ખોટી પતરાજી અને છાલકાપણાંથી સામા માણસના મન પર હમ્મેશાં સારી અસર રહેતી નથી; જે મનુષ્ય સમજુ હોય છે તે તો તેનું પોકળપણું તરતજ પકડી કાઢે છે. જો સામા માણસના મનપર સારી છાપ બેસાડવી હોય તો સાદાઇ અને નિરભિમાની થવું એ ઘણું જરૂરનું છે.

કોઈ પણ કામથી, અભ્યાસથી, અથવા મનની અને જીવનની કોઈ બાબત સાથે સંબંધ રાખનારી બાબતોથી તમારી કેળવણી આગળ વધશે, પરંતુ સાધારણ માન્યતા એવી છે કે છોકરીને કેળવણી આપવાથી તેને જે સ્થાન જીવનમાં મળે તેથી તે અસંતોષ પામે છે, માટે તેને કેળવણી આપવી એ ઠીક નથી. આ વિચાર ભૂલ ભરેલો છે એમ તમારે તમારાં વર્તનથી સાબીત કરી આપવું જરૂરનું છે. તમારી બધી આકાંક્ષાઓ તૃપ્ત કરવાનું યોગ્ય સ્થાન ન મળે તેમજ તમારી શકિતઓનો ઉપયોગ કરવાનું યોગ્ય સ્થાન ન મળે તો તેથી તમે અસંતુષ્ટ થાઓ તે બરાબર છે; પણ તેને માટે જે થોડું ઘણું પણ ક્ષેત્ર મળ્યું હોય તેમાં તે શકિત અજમાવીને ક્ષેત્રને ધીમે ધીમે વિશાળ કરવાનો પ્રયત્ન કરવો એ તમારી કેળવણીનું ખરૂં પરિણામ કહેવાય.

કોઇ પણ કામ, અભ્યાસ, અથવા મુસાફરી અથવા કોઇ પણ પ્રકારના આનંદો, એ જીંદગી ગુજારવાનું સાહિત્ય છે; પણ તમે તમારા જીવનનો માર્ગ તૈયાર કરો તેમાં તેને પહેલું સ્થાન આપશો નહીં, પણ જે સાહિત્ય તમારા આત્માને નિર્મળ અને ઉન્નત કરે તે બાબતોને તમે પહેલું સ્થાન આપશો. સ્ત્રીત્વનું સાચું રાજ્ય શોધો અને એ બધી બાબતો આપોઆપ ઉમેરાશે.

તમે આનંદી થાઓ; તમે તમારા મનને ચોકકસ કામપર રોકો પણ જે બાબતો તમારાં મનને પવિત્ર વિચારોપરથી ખસેડે અને સ્ત્રીત્વને યોગ્ય માર્ગપરથી ચલિત કરે તેવી બાબતોને દૂર કરવાનો પ્રયત્ન કરતાં રહેવું

એ જરૂરનું છે. જોકે કહેવું જેટલું સહેલું છે તેવું કરવું સહેલું નથી, પરંતુ દૃઢ પ્રતિજ્ઞા કરશો તો કોઈ પણ બાબત તમને અસાધ્ય રહેશે નહીં. જે કુદરતી જીંદગીમાં તમે મુકાયાં છો તેમાં કેળવણી, કાર્ય, અને સુખો એ કંઇ નહીં પણ ફક્ત તૈયારીઓજ છે; રોકાણ નથી. હું આશા રાખું છું કે તમારી જીવનની પહેલી સેવામાં અડચણરૂપ થાય, અથવા એક સુખી ગૃહની શરૂઆત કરવામાં વિઘ્નરૂપ થાય એવું તમે કંઇપણ કરશો નહીં.

કામના દીવસોનો બોજો અને ગરમી સહન કરનારા પુરૂષોને મીઠા અને શાંત સ્વભાવથી ઉત્સાહ પ્રેરવો એ તમારૂં કાર્ય છે તેમાંથી તમને પાછાં ફેરવે એવું કંઇ કરશો નહીં, પુરુષોને સામાન્ય પંકિતથી વધારે ઉન્નત સ્થિતિમાં લઇ જવાનું કાર્ય તમારૂં છે તેમાંથી તમને વિમુખ કરે એવું કંઇ પણ કામ તમે કરશો નહિં.

આટલા પરથી તમે એમ ન માનશો કે તમારે માટે માત્ર ઘર શિવાય દુનિઆમાં બીલકુલ સ્થાનજ નથી, અથવા સ્વતંત્રતાની તમને તક મળશે નહીં. એવી શંકા અથવા દગદગો રાખશો નહીં.

એવો કોઇ પણ કાર્યપ્રદેશ ન હોઇ શકે કે જેમાં તમે પુરૂષોની સાથે રહીને દમોદમ કામ કરી શકો નહિં કે તમને તમારી યોગ્ય જગા મળવાનું બને નહિ. જોકે સાધારણ રીતે સ્ત્રી અને પુરૂષોને જુદા જુદા પ્રકારનાં કાર્યો કરવાનાં છે પણ કોઇવાર એવો પણ વખત આવે કે જ્યારે સ્ત્રીઓને પુરૂષોનાં કાર્યો પણ કરવાં પડે. આગલા જમાનામાં ઝાંસીની રાણી, ચાંદ બીબી અને જોન ઑફ આર્ક જેવી વીરાંગનાઓએ પુરૂષોનાં કાર્ય કર્યાં હતાં અને ચાલુ જમાનામાં મહાન યુદ્ધ વખતે પણ સ્ત્રીઓએ પુરુષોના કાર્ય કર્યાં છે. પોતાના પતિ, પુત્રો અને બંધુને પોતાના દેશનો બચાવ કરવા મોકલીને યુરોપની બહાદૂર રમણીઓએ, કારખાનાં, મીલો, ટ્રામ અને ઓફીસો વિગેરેમાં જે જે કામ પુરુષો કરતા તે તે કામ કરીને તેમણે પોતાની દેશ તરફની ફરજ બજાવી હતી; આ વખતે જો તેમણે એમ કહ્યું હોત કે અમે સ્ત્રીઓ શું કરી શકીએ ? તો પુરૂષોને પોતાની ફરજ બજાવવામાં કેટલી અડચણ આવત ? કોઇ પણ કાર્ય માટે તમે લાયક છો, એમ માનશો ત્યાં સુધી તમારૂં ભવિષ્ય આશીર્વાદરુપ થશે. ગમે તેમ થાય તો પણ દુનિઆની સામા દૃઢતાથી ઉભાં રહેવાની શકિત

તમારામાં છે, એ જ્ઞાન થવાથી જે સુખ મળે છે તે જાણવાની શક્તિ તમારામાં આવશે.

જ્યારે તમે તમારા જીવનનો ક્રમ બાંધતાં હો ત્યારે તેમાં ડહાપણથી સુધારો કરો, અને તેને ઉપયોગી સેવા માટે કેળવો. એ ચોક્કસ યાદ રાખજો કે નિરુપયોગી ને કશા હક્ક નથી. જો કદાપિ તમારૂં ભાગ્ય સારૂ હોય અને તેથી આજીવિકા સારૂ મહેનત કરવાની તમને જરૂર ન હોય તોપણ ઉપયોગી કામ તમે કરશો તો તેથી તમને નુકસાન થશે નહીં. એક લેખક કહે છે કે 'સારાં કામનું મહેનતાણું ટંકશાળમાં બનતું નથી.'

જે છોકરીઓ પોતાના પ્રયત્નથી પોતે મેળવેલી કીર્તિ દીપાવે, અને દુનિઆમાં સ્ત્રીઓ તમાશગીર નથી પણ આખા જગતનું અડધું અંગ છે, અને જગતના વ્યવહારમાં તે ઘણાજ અગત્યનો ભાગ લેનારી છે, એમ પોતાની કેળવણીથી પૂરવાર કરી આપે તેની કેળવણી ખરેખરી સંપૂર્ણ કહેવાય. ભણવાથી છોકરીઓ ખરાબ રીતભાતવાળી થાય છે, એવી બેવકુફી ભરેલી માન્યતાને થોડે ઘણે અંશે પણ પોતાના વર્તનથી દૂર કરવી એ જરૂરનું છે.

ઉદ્યોગ ધંધામાં ખૂબ વધી ગયેલાં શહેરોથી ઘણે દૂર ડૉરસેટનાં મેદાન તરફ આવેલા નાના ગામડામા એક ગરીબ સાદો ઘરડો માણસ રહેતો હતો; તેની જીંદગી પૈસાદાર કુટુંબોમાં રસોયા તરીકે પસાર થઈ હતી; તેનું નામ રૉબર્ટ બ્રાઉનિંગ હતું. હાલ તે ત્યાં હમ્મેશની શાંત નિદ્રા લેતો પડેલો છે. આરામ લેવાની શાંત જગાએ સુતા પછી તેના વંશમાં બીજો રોબર્ટ બ્રાઉનિંગ થયો, કે જેણે કવિતાથી અને કીર્તિથી પોતાનું નામ અમર રાખ્યું છે; તે રસોયાની કબર પર ચિન્હ તરીકે મુકાયલા પથ્થર પર તેના આ મહાન વંશજે આ લીટીઓ કોતરાવી; 'બધી સેવાઓનો દરજ્જો પરમેશ્વર પાસે સરખો છે' મતલબ કે જો મનુષ્ય પ્રામાણિકપણે ચાલે તો પરમેશ્વર પાસે રાજા અને રંક સરખાં છે. પરમેશ્વરને ફક્ત પ્રમાણિક અને અપ્રમાણિકનો ભેદ છે. તેથી દરેક સ્ત્રીપુરૂષે પ્રમાણિક રહેવુ એ જરુરનું છે. કોઈપણ કામ જો સારું હોય તો તેથી શરમાવાની જરૂર નથી; પ્રમાણિકપણે કામ કરવામાં હલકાપણું નથી; જે કામ તમને લાગે કે એ કરવાથી તમારાં પવિત્ર ચારિત્ર્યને ડાઘ લગાડશે તે કામ તમે

પડતું મૂકજો. તમે જે ધંધો ગ્રહણ કરશો તેજ ધંધો તમને દુનિઆમાં જાણીતાં કરશે, અને સ્ત્રીત્વના ઉમરા ઉપર તેજ ધંધો તમને કીમતી અનુભવ આપશે; તે શિવાય બીજું કોઇ આપી શકશે નહીં.

વખતનો દુરુપયોગ કરવાની ટેવથી અને સ્ત્રીત્વની મોહિનીને દૂર કરનારા મોજશોખ પરના પ્રેમથી એ બાબત તમને બચાવશે; તે બે ચીજો તે નિયમિતપણું અને વખતનો સદુપયોગ કરવાની ટેવ છે. તમારા નિશાળના વખત પછી અને ગૃહસ્થાશ્રમની શરૂઆતના વરસોમાં જ્યારે જ્યારે તમને નવરાશ મળે ત્યારે વ્યવહારોપયોગી કામ કરવાની ટેવ રાખશો તો તમને પસ્તાવો કરવાનો વખત નહીં આવે; અને એ કુદરતી છે કે એક દોષ બીજા દોષને ખેંચી લાવે છે. હજારો જીંદગીઓ ચોક્રસ કામમાં પડવાથી નામી થતી અટકી છે, અને હજારોની જીંદગી કામની તંગીથી નાશ પામી છે; સર વૉલ્ટર સ્કૉટ કહે છે કે—" આપણો વખત એ આપણી દોલત જેવો છે; સોનાનો સિક્કો વટાવીએ છિએ ત્યારે પૈસાની કીમ્મત હોતી નથી; જ્યારે આપણે દીવસનો વખત આળસુપણામાં ગુમાવીએ છીએ ત્યારે બાકીના કલાકોની અગત્ય આપણી નજરમાં ઓછી થઇ જાય છે."

આળસુ કલાકો મોહ પમાડનારા છે; પરંતુ આળસુ વરસો ઘણાં ખરાબ છે. આખા વરસ સુધી કંઇ ચોક્રસ કામ નહીં કરવાથી, મોજશોખ ઉપરનો પ્રેમ નાશ થઇ જાય તો તેમાં કંઇ નવાઈ જેવું નથી. જેમ અતિશય મોજશોખ ઠીક નથી તેમ અતિશય કામ કરવું એ પણ ઠીક નથી, શરીર અને મગજને થકવી નાખનારાં કામ કર્યા પછી, થોડો વખત રમત ગમતમાં મનને નાખવું એ પણ બહુ જરૂરનું છે. એવી ટેવ રાખ્યાથી કામ કરવાનો ઉત્સાહ વધે છે અને બુદ્ધિ પણ સતેજ રહે છે અને આયુષ્ય ટુંકું થતું નથી.

નાટકોમાં જવું, પાર્ટીઓમાં જવું, ફરવા હરવા જવું, ભારે કીમ્મતનાં કપડાં ઘરેણાં પહેરવાં એવો શોખ સ્ત્રીઓને બહુ હોય છે. પણ જો તે શોખને હદમાં રાખ્યો હોય તો સારો છે, નહીં તો તેથી ખરાબ પરિણામ આવવાનો સંભવ રહે છે; જોકે પહેલો અનુભવ સારો લાગે છે પણ પરીણામ દીલગીરી ઉત્પન્ન કરાવનારાં હોય છે અને સ્ત્રીત્વની મધુર

સાદાઈને ભયમાં નાખનારાં છે, અને જીવનની ગંભીર બાબતો તરફથી તે ઘણી દુઃખકારક રીતે દૂર લઈ જનારાં છે.

તમે અમુલ્ય અલંકારો પહેરો તેને માટે કંઈ હરકત નથી; પણ એટલી બાબત ધ્યાનમાં રાખવી જરુરની છે કે બજારમાં વેચાતા લાખો રૂપિઅના અલંકારો એ કંઇ ખરેખરી પહેરવાની વસ્તુ નથી. રસ્કિને કહ્યું છે કે—ઈંગ્રેજ લોકો જે પૈસો હીરા કાપવામાં વાપરે છે તે પૈસો જો કીનારા પરના અને બંદરો પરના ખડકો કાપવામાં વાપરે તો કીનારા પર ખરાબો રહે નહીં. ”

દોલતની મગરૂરી એ કંઈ સૌન્દર્ય ઉપરનો પ્રેમ ન કહેવાય; દુકાન પર જે વસ્તુ પર ભારે કિંમતની ચીટ્ટી લગાડેલી હોય, અને તે પહેરવાથી આ વસ્તુ પહેરનારાં ઘણા શ્રીમંત હશે એમ જાહેરખબરને માટે સાધન રૂપ થતી હોય, એવી વસ્તુ પહેરવી એ કંઇ સૌન્દર્યપર પ્રેમ ન કહેવાય, પણ જે ચીજ ખરી કીમતી છે તેને ચાંહતાં શીખો અને જે વસ્તુ ખરેખરી સુન્દર છે તેને વખાણતાં શીખો. આ ચીજો તે સાદાઇ અને નમ્રતા છે. ખાલી ડોળ જો કે ભભકાદાર લાગે છે તો પણ તો તેમાં ખરેખરૂં સૌન્દર્ય અથવા ઉમદાપણું બીલકુલ નથી; તેનો તિરસ્કાર કરતાં શીખો અને દુકાનમાં કિંમતી ગણાતી ચીજને તુચ્છકારની દૃષ્ટિથી જોતાં શીખો. સાદી વસ્તુઓ પર તમારી પ્રીતિ થશે તો તેથી તમારી પસંદગી સારી થશે.

ખર્ચાળુ ફેશનો કરવી અને ભભકાદાર કપડાં પહેરવાં એ બધું ખરા જીવનને ઢાંકી દે છે; માટે તેનાથી તમે ઝેર અથવા બીજી કોઈ નકારી ચીજોની માફક પાછાં હઠે઼. અર્થ વગરની રૂઢિઓ અને બેવકુફી ભરેલાં બહાનાંઓ, ઢોંગ એ બધું તમે બીજાંઓ માટે રહેવા દેજો. તમે પ્રમાણિક અને ખુલ્લાં મનનાં થાઓ. જોકે નાની નાની દગલબાજીથી બધાં છેતરાતાં નથી પણ તેથી મોટી દગલબાજી માટે જમીન તૈયાર થાય છે અને ઢોંગનાં બી વવાય છે, સ્રીઓની એવીજ કેટલીક હલકી બાબતો માટે કવિને નીચલી લીટીઓ લખવી પડી છે.

" કરીને મજુરી પુરી પુરૂષે કમાણી આણી
ઠાલી ઠકરાણી થઈ નિશ્ચિંત ખાય નારી તે,
કહે દલપતરામ દામ તે તમામ લેતાં
કદાપી ન કશી વાતે થાય ઉપકારી તે,
હું જાણું છું જે નારીઓ નઠારીથી હારીને,
વિચારીને વસિષ્ઠે સૃષ્ટિ વૃક્ષથી વિસ્તારી છે."

× × × × ×

' હા, અબળાઓ, હાયરે, હાલ છેજ હેવાન,
ખાવું, પીવું, ખેલવું એ ત્રણનું જ જેને ભાન.
સજ્જન સંસારનું નૂર છે નાર. ' **' નવલરામ. '**

આ લીટીઓ તમારે માટે સાચી પડવા દેશો નહીં. જીંદગી સરળ નથી અને શું કાર્ય કરવાનું છે તે જાણવાનું હમ્મેશાં સહેલું નથી; પણ હવે જ્યારે તમે કયે રસ્તે જવાનો નિશ્ચય કરશો તો તે નિશ્ચય તમને મદદગાર થઈ પડશે. તે તમને કુદરતી રીતે સાદાં થવામાં મદદ કરશે અને પતરાજી અને અકુદરતીપણાને દૂર કરવામાં મદદ કરશે. તમારાં મ્હોં આગળ જે કામ પડેલું છે તે કરવામાં મદદ કરશે અને જ્યાં સુધી તમારી ફરજ પૂરી થઇ નથી ત્યાં સુધી તમારા હક્કોને માટે તમે ખટપટ ન કરો તેમાં તમને મદદ કરશે.

જ્યારે તમે તમારી ફરજ બજાવશો ત્યારે તમને તમારા હક્કો મળશેજ. તમને દુનિઆનાં ઉમદામાં ઉમદા સુખના ઝરાનું મૂળ મળશે; તમે તમારો રસ્તો બહાદુરી ભરેલી સ્વતંત્રતાથી મેળવશો, તમે તમારી જાત માન સાથે કંઈપણ ભોગ આપ્યા વગર જાળવી રાખશો અને તમે જાણશો કે દુનિઆમાં એવું કંઇ નથી કે જે તમે તમારાં સ્ત્રીત્વ કીર્તિને માટે મેળવો.

Printed by O. S. Deole, at the Bombay Vaibhav Press,
Servants of India Society's Building,
Sandhurst Road, Bombay.

Published by K. J. Chitalia Secretary Bhagini Samaj
Servants of India Society's Building,
Sandhurst Road, Bombay.